# कीर्तन.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

અમદાવાદ—પ્રાર્થના સમાજ.

અમદાવાદ.

ખમાસાના ચકલે નિર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં

લલ્લુભાઇ ઇશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.

સને ૧૯૦૪

# कीर्तन.

( અમદાવાદ પ્રાર્થના સમાજના ૩૩ મા વાર્ષિકોત્સવ સમયે. )

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमीश्वरम् ॥

देवा हो जयदेवा हो पतितपावन आम्हां पावा हो ॥
नाथा हो दीननाथा हो तुझिया चरणी ठेवियला माथा हो ॥ देवा ॥
बन्धु हो दीनबन्धु हो संतजन म्हणे कृपासिन्धु हो ॥ देवा० ॥

तुझिया सत्तेनें वाचेसी बोलणें
सूर्यामी चालणे तुझिया बळे ॥
ऐसा तुं समर्थ ब्रह्माडाचा धनी ।
वर्मंहे जाणुंनी शरण आलो ॥
मेघांनी वर्षावे पर्वती वैमावे ।
वायूने विचरावे सत्ते तुझे ॥
नामा म्हणे कांहिं न हाले साचार ।
प्रभु तुं निर्धार देवराया ॥

અદ્‌ભુત આ બ્રહ્માંડે વિપુલ કીર્તિ વ્યાપી જેહ એકતણી,
મહાન પ્રભુને શરણે આવી ભક્તો ઊભા સુદીન બની.
સ્તુતિ એ તુજ કીર્તિતણી કયમ કરી સકિયે હુંને અલ્પ જંતુ ?
સાનન્દાશ્ચર્યભર્યા ધરી રહિયે મૌન હે કલાસિન્ધુ !
ગહન ગગન કુહર વિશે ચમકી રહ્યા ગણુ અસંખ્ય તારાનો
ગંભીર ભાવ ભરિયાં તુજ કીર્તિતણાં કરે સ્તવન ગાનો.
સ્તવન ગાન વળી ગાતા વિવિધ સ્વરે પંખીડાં ઉષાકાળે,
સન્ધ્યાસમયે સિન્ધુ ઉપહાર ગભીર ગાનનો ઢાળે·

એ સ્તુતિગાનો અનુપમ પ્રકૃતિ રચે નવનવાં જ તે આગે,
મનુજતણાં સ્તુતિગાનો શુષ્ક નિરસ નિર્બળા બધાં લાગે.
સ્તુતિવિધિ નવ કંઈ જાણું જાણું હું એક ભક્તિ પ્રેમભરી,
જે ભક્તિતણે યોગે દુસ્તર ભવસિન્ધુ જાઉં સહજ તરી.

**निन्दन्तु नीतिनिपुणा यदि वास्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा**
**न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥**

ઊંઘુછુ કે જાગું, ઝીલુ હું સુખમાં કે દુખ ફેંકું,
ગયોછું ઘેરાઈ મદથીં, વિષથી, ના કળીં સકું,
તવ સ્પર્શે સ્પર્શે જડ મમ બધાં ઈન્દ્રિય કરી,
જગાવે વિકાર પ્રફુલ કરીંદે ચેતન વળીં

સુકાયલા જીવરૂપી ફુલને ખિલાવે,
તૃપ્તિ કરે મનની, શુદ્ધિ બધી ભૂલાવે,
જે કર્ણને અમૃત, ચિત્ત રસાયનો જે,
આ આ મીઠા વચન તે કમલાક્ષીના છે.

વિવાહ સમયથીં માંડી જે કરપર તું ઊંઘી જતી પ્રીતિમાં,
ઘરમા વનમાં નિત્યે બાલાપણમા પછીથી યૌવનમાં,
અન્ય નારીં અડકયાથી પતિત થયો જે કદાપિ ના વ્રતમાં,
કર્ય ઉપધાન રહ્યા તે રામબાહુ આ સદાય સેવામાં

ગૃહે આ છે લક્ષ્મી અમૃતતણીં નેત્રાજનશળી,
અડંતાં અમાંગ પ્રફુલ રસ રૂહે ચન્દન મળી,
ધર્યો કંઠે બાહુ શિશિર મૃદુ મુક્તાસર ખરે,
ન શુ હેનુ વ્હાલું ?–કદિ–પણ ન વેઠુ વિરહરે.

प्रती०—દેવ ! આવેલો છે

राम—અરે ! કોણ.

प्रती०—દેવનો સદાય સમીપ રહેનાર સેવક દુર્મુખ.

વૈદેહી દેવીપર, ધિક ! પરગૃહમાં રહ્યાનુ દૂષણ જે,
અદ્ભુત ઉપાય કરીને શમાવેલું પણ ફરીથી જે આજે;
હા ! હા ! દૈવતણીરે દુર્ગતિનાથી ઊભું અહિં આવી,
મત્તશ્વાનવિષપેરે ફરી વ્યાપ્યું સર્વ ઠામ તે વિફરી.

પુણ્ય જ ત્રિભુવન તુજથી તુજપર દે જન અપુણ્ય અપવાદ !
સનાથ વિશ્વ તુંથીને, અનાથ તું પીડ પામશે આજ

હૃદય હો ! તે જ પ્રિયા પરહરી !—(ધ્રુ૦)
બાળપણાથી પ્રેમ ધરી મન
ઉછેરી પોષણ કરી.—હૃદય હો !
સખ્યયોગથી દૂર વશ્યાની
લેશ વાત નવ ધરી—હૃદય હો !

કસાઈ પાળી પોષી કપોતી—
ઉર નિર્દય દે છરી,
તેમ કપટથી આજ પ્રિયાને
મૃત્યુમુખે દઉ, હરિ !—હૃદય હો !

અપૂર્વ કર્મ કરંતા તજ હું ચાંડાલને તું હે મુગ્ધે !
ચન્દનતરુ ગણી વળગી કટુ ફલદાયક વિષતરુના થડને.
દુઃખ દુખ ખમવાને રામે જગમાં લીધો શકે દેહ !
મ્હોટો રહ્યો નવ છૂટે, જીવ મેખ વજ્રની થયો કેમ ?

વિશ્વાસથી ઉરપરે ઊંઘી જે ગઈછે,
છાંડું પ્રિયા ગૃહિણી તે ગૃહ કેરી શોભા,

ધ્રૂજે ભયે કઠિનગર્ભભરેલ ભારે,
હેવી હું વન્ય પશુને બલિ આપુ પાપી.

---

તું જીવ, તું હૃદય છે મમ વ્હાલી બીજું,
તું કૌમુદી નયનની, તું સુધા મમાંગે,
હેવાં હજાર વચને રીઝવી જ મુગ્ધા,
ત્હેને જ ?—શાન્ત ! અથવા વદું શુ વધારે ?

યશ કઠોર ! ત્હને પ્રિય હોય તો
અયશ આ થકી ઘોર બીજો કિયો ?
હરિણલોચનીનુ શુ થયુ વને ?
અરર નાથ ! કહો મન શુ સૂઝે ?

---

ગંભીરતા ન છાડયાથી અંતર્ગૂઢ ઘન વ્યથા,
પુટપાકસમો નિત્યે રામનો કરુણા રસ.
વજ્રથી એ ઘણાં ગાઢાં ફૂલથી પણ જે મૃદુ,
અલૌકિક મહાત્માનાં જાણી લે કોણ ચિત્તને ?

---

સ્નેહ, દયા, સુખભોગ વા જાનકી પણ કદિ કાળ,
લોકપ્રીતિ સંપાદવા ! તજતા દુખ ન લગાર.
ગમે તે કાર્યનાથી એ પ્રજાને રાખવી ખુશી,
સજ્જનોનો ઠર્યો એ તો અચલ વ્રતનો વિધિ,
પૂજ્યો છે જે પિતાજીએ, બોલ્યો બોલ જ પાળવા,
મ્હને ને પ્રાણ બંનેને તજીને અળગા થતાં.

જેનુ ઠર્યુ ધન મહા કુલ કેરી કીર્તિ,
ત્હેની પ્રજાજનનું રંજન એ જ રીતિ.

ઈક્ષ્વાકુનો વંશ રુચે આથાને,
રોપાયું નિન્દાબીજ દૈવયોગે;

શુદ્ધિસમે અદ્દભુત કર્મ જે થયું,
તે કોણ સ્રાને અતિ દૂર જે રહ્યું ?

---

રુચ્યું ન ત્હમને દેવીકેરું ગૃહે રહ્યું કે તજી,
તૃણ સમ વને શૂન્યે, પૂઠે ન શોક ધર્યો જરી;
ચિરપરિચિત સ્થાનો વ્હાલાં મ્હને પિગળાવી દે,
અશરણ રડું હાવા એ હું,—ક્ષમા કરજો ત્હમે.

( દોહરો. )

નાથ સમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઊઠી ત્યહા રાણી એ, તજી પ્રાવરણે દેહ.
કરતલ બે ગાળે ધર્યા, ઉર ઉછળે અવિરામ,
ગરગર અશ્રુ ઢાળતી, સુન્દરી એ ગુણધામ;
સિદ્ધાર્થતણો કર પછી, ચુમ્બ્યો કંઈ ત્રણવાર,
ત્રીજે ચુમ્બને કરુણરવ, કીધો મૃદુ ઉચ્ચાર.

---

" નાથ ! જાગો ! નાથ ! જાગો !
વાણી દ્યો આશ્વાસની "
' શું છ ? પ્રાણ ! શું ? વ્હાલી ! શું છે ? '
પૂછતો ઉલ્લાસથી.

---

( ગીતિ. )

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી ક્રાંઇ અટકી;
ડૂમો હૃદય ભરાયો;—અંતે રાણી વદી સુદીન બની.

---

( દ્રુતવિલમ્બિત. )

સૂતી હું નાથ ! સુખે મૃદુ નીંદરે;
શિશુવહું ઉદરે તુજ તે સ્ફુરે,
જીવન, મોદ, અને વળી પ્રેમની,
દ્વિગુણ નાડી વહી હૃદયે રહી;
સુખદ ગાન જ તેતણું હું સુણી,
મધુર નીંદરમાં શમતી ઘણી;
પણ અહો ! કઇ સ્વપ્ન જ કારમાં
અનુભવી છળી જાગી હુતો હવાં. ”

---

*   *   *   *   *

( અનુષ્ટુપ્. )

વદે સિદ્ધાર્થઃ—“ ઓ મ્હારી મધુરી પદ્મની કળી !
સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી. ”
રાણી કહે—“ સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં,
ઘોર વાણી સુણી મ્હેતોઃ—‘ આવી એ વેળ ! ’ એમ ત્યહાં.

*   *   *   *   *   *

સુણી એ ઝબકી જાગી, સ્વપ્નનો સાર શો હશે ?
મૃત્યુ પામીશ હું ? કે–તુ મુજને છોડીને જશે ? ”

---

( ગીતિ. )

સન્ધ્યાનું સ્મિત અન્તિમ, હેવાં મધુરાં સુહાગી લોચનથી,
રડતી નારી ભણી તે સિદ્ધાર્થ નિહાળીને કરે વિનતિ.

( ગરબી. )

ધીરજ ધાર્ય તું પ્રાણ ! મધુરી ! ઓ ધીરજ ધારે;
અવિચલ પ્રેમ છે સ્થાન, સતત આશ્વાસનુ ત્હારે. ધીરજ૦

( સાખી. )

ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ;
તદપિ તું ધીરજ ધારે.—ધીરજ૦

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણવા આજ
તત્પર ઊભું ભેદ કંઈ ગૂઢ સમઝવા કાજ
તદપિ તું ધીરજ ધારે.—ધીરજ૦

દશા આપણી પલટીને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદુંછ, યશોધરા હૂતી ને છે મુજ પ્રાણ,—
હૃદય એ તું ધીરજ ધારે—ધીરજ૦

દુઃખિત જગ ઉદ્ધારવા, અવિરત કરતો ધ્યાન,
નિમિત સમય જ આવતાં, ભાવિ નિશ્ચય ફળશે મહાન
વ્હાલી ! એ ધૈર્ય તું ધારે—ધીરજ૦

* * * * * * *
* * * * * * *

( અનુષ્ટુપ્ )

રોતી રોતી પડી નિદ્રા મહિં તોય નિસાસથી
ઊછળે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાશતી,—
" વેળ એ ! આવી વેળ એ ! "

(વિષમ હરીગિત.)

એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમમાંહિં નિહાળતો,
ને, જો ! શશી તહિં કર્ક રાશિમાં રહ્યોછ વિરાજતો,
ને ગ્રહો ચિરકાળ પૂર્વે ભાખિયા ક્રમમાં ઊભા,
વદતા જ·—" આવી રજનિએ ! ઉદ્ધારવા જન જે ડૂબ્યા;
માર્ગ વર્ય તું પુણ્યનો કે જગતકેરી વિભૂતિનો,
આ ક્ષણુજ નિર્ણય કઠિન કર્ય સુખદુઃખકેરી પ્રસૂતિનો;

રાજનો અધિરાજ બનીને આણુ નિજ વર્તાવવા,
કે મુકુટ ગૃહ વિણુ શૂન્ય ભટકી જગતને જ બચાવવા.'

---

( વલણ ).

વિશ્વ તારવા કાજ આ આવી પળ અણુમૂલ,
જોઈને સિદ્ધાર્થ એ સ્વગત વદે કંઇ ગૂઢરે.

( દ્રુતવિલમ્બિત. )

પળ અમોલ જ આવી હવે પળું !
જગત ઉદ્ધરવા વ્રત આકરુ
અધર આ સુકુમાર જ પ્રેરતા,
મધુર નીંદરમાં સૂતી આ પ્રિયા !
વિષમ એ વ્રત આપણુ યુગ્મને,
કરી વિયુક્ત વિશેષ રુડું બને,
ગગનમાન વિશે ઝળકી રહ્યુ,
નિરખું નિર્મિત શાસન ઊર્જ્યુ

---

( ગરબી )

મ્હને પ્રેરતા તારક વૃન્દ ! આ હું આવ્યોરે,
દુ ખડૂબ્યા ઓ જગ જન ! આ હું આવ્યોરે;
તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનારે,
રાજમન્દિર સુખમય આજ, રજનિદિન સુખનારે

( સાખી )

તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક,
રાણી મધુરી ! તે તજુ હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ.

( ગરબી )

તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગ સંગેરે,
અને તુજ ઉદરે આવાર સ્ફુરે જે ઉમંગેરે,

મુજ શિશુ અંકુર એ આપણા પ્રેમનો ગૂઢારે,
થોડું આશિષ દેવા હેને, ડગું રખે હું તો રે;
ઉદ્ધરીશ હું એ પણ બાળ, અરે સહુ થોભોરે,
પત્ની ! પુત્ર ! પિતા ! ક્ષણવાર અને જગલોકોરે !
આ અવસરકેરું દુઃખ સહો મુજ સંગેરે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગેરે.
કર્યો નિશ્ચય દૃઢ આવાર, હવે હું ચાલુંરે,
નવ પાછો ફરુ કો કાળ, અચળ પથ ઝાલુંરે.

( સાખી. )

સોધું સત્ય અતિ ગૂઢ તે મળતા લગીઁ ફરું નાહિ
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ.

( ચોપાઇ ત્રણ તાલની. )

કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ,
કાંઇ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદનપર ઘેલાં;
હજી અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન,
કીધી પ્રદક્ષિણા ત્રણવાર, શય્યા કેરી ધરી ભક્તિભાર,
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ—
"ફરીઁ આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાહિં."
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર;
અન્તે બળ કરીં છૂટ્યો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો, શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.

---

વલણ.

દ્રોણગુરુ સદેહમાં પડ્યા વ્યથિત થઈ ત્હાંય
પૂછે કુન્તી પુત્રને કરવા સત્ય જ ન્યાયરે.—

ઢાળ.

યુધિષ્ઠિરને પૂછતો નિજ સુત હણાયો કે નહિં,
દ્રોણગુરુની પૂર્ણ શ્રદ્ધા પાર્થનાં વચનો મહિં;
મળે રાજ્ય ત્રિલોકનું પણ એ વદે ન અસત્ય જો
બાલ્યકાળથી સત્ય કેરી આશ હેની રાખતો.
ગોવિન્દે જોયું જે પૃથ્વી થાશે પાંડવહીન
સમરાંગણ જો દ્રોણ ઘૂમશે, તેથી વ્યથિત થઈ દીન,
ધર્મરાજાને વદતો વાણી,—અર્ધ દિવસ જો દ્રોણ
ક્રોધ ધરીને ઝૂઝશે તો, સત્ય કહું રાજન,
સેના ત્હારી જશે ઘસડાઈ વિનાશના મુખ મધ્ય
માટે દ્રોણ થકી તું બચાવે, થોડું વદી જ અસત્ય.
સત્ય થકી જ અસત્ય રૂપાળું, જીવન અર્થે કોઈ
અનૃત ભાષણ કરે ત્હેને પાપનો સ્પર્શ ન હોય.

વલણ.

પાપ અડે ન લગાર જો,—આમ થતાં સંવાદ,
ભીમસેન વદતો કંઈ, ધરી ઉત્સાહ અગાધરે.

( રોળા )

દ્રોણ મહાત્માતણી સુણી વધ કેરી યુક્તિ,
મહારાજ ! મ્હેં ધરી સમરમાં વિક્રમ શક્તિ,
માલવરાજા ધુરશો ઈન્દ્રવર્મા તુજ સૈન્યે;
ઐરાવતશો પ્રૌઢ એહનો ગજ તે લઈને,
અશ્વત્થામા નામ ખ્યાતિમાં એ કુંજરનુ,
હણિયો મ્હેં એ ઠામ, દ્રોણને કહ્યુ મ્હેં વળતું;
અશ્વત્થામા હણ્યો, હવે દ્વિજ હઠો સમરથી,
માન્યું નવ મુજ વચન ખરે, વહૉ સંશય ભરતી

ગીતિ

માટે આ ગોવિન્દે વચન કહ્યું માનીં તે જયાર્થ હવે;
શારદ્વતીસુત હણિયો એમ દ્રોણને કહો સુખેથીં ત્હમે,
તમ વાણી માની એ દ્વિજવર નવ આદરે ફરી યુદ્ધ;—
સત્યવાદી ત્રિભુવનમાં છો વિખ્યાત જ ત્હમે અતિ વિશુદ્ધ.

( ચોપાઈ ત્રણ તાલની. )

સુણી હેવાં વચન વૃકોદરનાં,
વળી માની વચન ભૂધરનાં,
અને ભાવિ તણાજ પ્રભાવે,
ધર્મરાજા વદે દ્વૈધભાવે,—
કાંઈ ભીતિ અસત્યની ધારી,
વળી વિજયનો લોભ વિચારી,
બોલ્યો ધીરે યુધિષ્ઠિર
પડયો અશ્વત્થામા—કુંજર.

---

જાય છે જગત ચાલ્યુ રે ઓ જીવ જોને. ટેક
જોને તું પાટણ જેવાં, સારાં હતાં શહેર કે'વાં;
આજ તો ઉજડ એવાંરે, ઓ જીવ જોને.
રૂડા રૂડા રાણીજાયા, મેળવી અથાગ માયા,
કાળે તેની પડી કાયારે, ઓ જીવ જોને.
છત્રે જેને છાયા થતી, રૂડી જેની હતી રતી,
કયાં ગયા કરોડપતિરે, ઓ જીવ જોને,
જરી જો આજારી થતા, હાજર હકીમ હતા,
તેના તો ન લાગે પતારે, ઓ જીવ જોને.
નેક નામદાર નામે, ઠર્યા જઈ સ્મશાન ઠામે,
દીઠા દલપતરામેરે, ઓ જીવ જોને.

---

મરવાં સોહ્યલાંરે, સતો સુખે જગતથી જાશે.
નીતિ ભક્તિમાંરે, રહીને પરમારથમાં ધાશે,

ચેતી ચાલ્યા ચિત્તમાં તે, જરા નહી પસ્તાશે. મરવાં સો૦

વૈભવ વિશ્વનારે, મરતાં સંત નહિ સંભારે,
કાયા ક્યાં પડીરે, ધન, સુત દારા સર્વ વિસારે,
શરણાગત જગદીશને, અવિનાશી થઈને ચાલે. મરવાં સો૦

જૂઠા જગતનેરે, જેણે પ્રથમ થકીજ પિછાણ્યું;
સુખ દુ:ખ સામટું રે, જેણે મનથી મિથ્યા માન્યું,
ઈશ્વરને શરણે થયો તો સુધરે મરવા ટાણું. મરવાં સો૦

સૂતા સાંભળેરે, સંતો શાંત મને સુખ આજે;
નાદ નવા નવારે, મીઠા થાય મધૂર અવાજે,
જાણે દુંદુભિ દેવના કઈ ગગન વિષે રહી ગાજે. મરવાં સો૦

આત્મા એકલોરે, જૂદો કાય થકી પડી જાશે;
કષ્ટો કાયનાંરે, તેથી તેને નહિ જ જણાશે,
ધ્યાન ધરી જગદીશનું તે પૂર્ણકામ બની જાશે. મરવાં સો૦

સાચા સતનેરે, પ્રભુજી સદા વસે સગાથે;
એ નથી એકલોરે, પ્રભુ છે મુઆ પછી પણ માથે,
સુખીઓ જીવ સદા રહે જ્યાં સાચો બેલી સાથે. મરવાં સો૦

---

નર અમર બહુ આતમા, અવનિ ને આકાશ;
જોતાં કંઇ બીજું નથી, સઘળે શ્રી અવિનાશ.
જુઓ જુઓ પિતા મ્હારો રામ ક્યાં છે.

વિચારી જુઓ તાતજી, મિથ્યા એ અહંકાર,
જાણો છો તમારી દેહનો, કોણ છે વહેનાર. જુઓ.

રામતણી શક્તિ કરી, પક્ષી ઉડે ગગન;
ગતિ જોઈ જગદીશની, હું થયો છું મગન. જુઓ.

અછેદ અભેદ અવ્યક્ત છે, મ્હારો ઇષ્ટદેવ;
તેણે તમ જેવા લક્ષનો, ઉતાર્યો અહંમેવ. જુઓ.

નિકટ મ્હારો નાથજી, રખે જાણો દૂરસ્થ,
મને ઉષ્ણ વાયુ વાયે નહિ, શિર હરિનો હસ્ત. જુઓ.

---

પ્રલ્હાદ કહે તાતને નમી, મારો રામ રહ્યો છે રમી;
ઘટ ઘટ રહ્યો છે તે વ્યાપી, તુને રાજની પદવી આપી.
પશુ પક્ષી સ્થાવર જંગમ, સચરાચર છે હરિ રમ્ય;
તળ અવનિ ને આકાશ, તેજોમય શ્રી અવિનાશ.
લોહ કાષ્ઠ જળચર જંત, ઘટ ઘટ વ્યાપક શ્રી ભગવંત;
નદી સાગર સરોવર કૂપ, જયાં જોઉ ત્યાં છે ભક્તભૂપ.
અંતરિયાળ અધો ગગન, જળ અગ્નિ જગજીવન,
જઠરાગ્નિ શ્વાસોશ્વાસ, તિલ અળગો નહિ અવિનાશ.
તૃણ અગ્ર મધ્યને મૂળ, ત્યાં દેખું હરિ સાનુકૂળ.
રાજા પ્રજા ને દાસ, સહુમાં રામજીનો વાસ,
મુજમાં હરિ તુજમાં હરિ, રહ્યો સૂક્ષ્મરૂપે વિસ્તરી.

---

पर्वता माजी तो तैसा सागरींही ।
ईश वसे पाहीं सर्व स्थानीं ॥
वसे तो रंकाच्या झोंपडी भीतरी ।
तैसाहि मंदिरीं राजयाच्या ॥
संतांचिये मेळीं ईश्वर रमतो ।
दृष्टि ही ठेवितो पाप्यावरी ॥
सुविचारी तैसा दुष्ट विचारा ही ।
साक्षी असे पाहीं परमेश्वर ॥
हृदयांत ईश तैसाही बाजूस ।
असे आसपास निश्चयेंतों ॥.

---

तुज विण तिळ भरी रिता ठाव ।
नाहीं ऐसें विश्व बोलतसे ॥

बोलियेले योगी मुनि साधु संत ।
आहेसी या आंत सर्वां ठायीं ॥
मी तया विश्वासे आलो श णागत ।
पूर्वीचें अपत्य आहें तुझें ॥
अनंत ब्रह्मांडे भरोनि उरलासी ।
मजला जालासी कोठें नाहीं ॥
अंतपार नाहिं माझिया रूपासी ।
काय सेवकासी भेट देउं ॥
ऐसे विचारिलें म्हणोनी न येसी ।
सांग सर्वसाक्षी माय बापा ॥
तुका म्हणे काय करावा उपाय ।
जेणें तुझे पाय आतुडती ॥

---

જાણે પુકારે વન વૈભવ ઇશનો,
વનલીલામાં વાસ છે જગદીશનો;
જ્યહાં જોઉં ત્યહા ઈશ્વર સભર ભર્યો,
ધન્ય ભાગ્ય નવલ ભવસાર સર્યો.

---

સારી આ શીખામણ સર્વે સાંભળો,
કહુંછું આણી ઉરમાં ઊંડી દાઝજો,
દુનિયાના લોકોમા દોષ વધી પડયા,
તેનું શોધે કોઇ ન કારણ આજજો. સારી આ.
સામાના દોષો તો સહુ જોતા રહે,
રાઇ સમો કણ કોળા સમ દેખાયજો,
નિજ અવગુણ તો વિરલા જન જોવા મથે,
જાત જુએ તો તેનાં કારજ થાયજો. સારી આ૦
દોષ વધ્યા તે સાથે દુઃખ વધ્યાં ઘણાં,
માટે તેનો કરવો, કંઇ પણ કયાસ જો;

ના દોષો સૌ પોતે પારખો,
હૃદયતણી સૌ રાખો રોજ તપાસજો. સારી આ૦

સૂતા ઉઠી સ્મરણ કરો જગદીશનું,
માગો મુખથી એવું પ્રભુની પાસજો;
દિવસ બધામાં દુર્બુદ્ધિ આઘી ખસે,
સત્કર્મોનો સદા રહે અભ્યાસ જો. સારી આ૦

સૂતાં પાછા સ્મરણ કરો જગદીશનું,
સુખને માટે માનો પ્રભુનો પાડજો,
વળતી પૂછો પ્રશ્ન ઘણા મનને તમે,
દિવસ બધામાં કીધો કાંઇ અનાડજો ? સારી આ૦

પરમારથ કીધો કે પીડયા લોકને ?
કાળું હૃદય હતું કે ચોખ્ખું ચિત્તજો ?
નિંદા મેં કીધી કે રૂડું ભાખીયું ?
દોષ કર્યો કે પૂરણ રાખી પ્રીતજો ? સારી આ૦

ભુંડું કરીને રાચ્યો છુ હું કોઇનું ?
ભુંડું ઇચ્છી ભૂલ્યો છું નિજ ધર્મ જો ?
ભુંડાના સંગે શું હું ભુંડો થયો ?
અવળો ચાલી કીધાં કૂડા કર્મ જો ? સારી આ૦

નિજ મન બોધો મ્હોટાં મનના માનવી,
બીજાના અવગુણની વળતી વાતજો;
સૌ સૌનું સંભાળ્યે સૌ સુખ પામશો,
નવ થાશો કો રાંક દમી રળીઆતજો. સારી આ૦

નિજ મનને શોધ્યેથી દુર્ગુણ વામશો,
વળતી વધશે પ્રભુમાં પૂરો પ્રેમજો;
તેથી સજ્જન શાંતિને સુખ પામશો,
પ્રભુ પણ તમપર રાખે રૂડી રહેમ જો. સારી આ૦

---

આજ ભક્તસાથ નાથ ચરણ પ્રતે ધાઇયે
વિસરી વિષયવાસના જ ભક્તિગાન ગાઇયે.

ધારીને ગભીર ધ્યાન,
હૃદય પ્રેમભક્તિતાન;
ઈશકૃપાસુધાપાન,
કરી કૃતાર્થ થાઇયે. આજ.

ઢાળે કુસુમ સુરભિ ભાર,
ઢાળે વિહગ સુરવ સાર;
ઢાળે ઇન્દુ અમૃતધાર,
રજતશી સુહાતીરે. આજ.

મન્દ મન્દ ભૃંગ ગુંજે,
અચુત કુસુમ પુજ પુંજે,
ફુટ્યાં મધુર કુંજ કુંજે,
બકુલ યૂથિ જાતિરે. આજ.

જોઈ લ્યો પ્રભુ કેરી છાય,
મધુર પ્રકૃતિવદન માંહ્ય;
અમૃતસદન ભણી જાય,
ભક્તતણા વૃન્દ જો. આજ.

આવો આવો ભક્તવૃન્દ
નિરખી લિયો પ્રેમસિન્ધુ,
તાતને પદારવિન્દ,
ભક્તસંઘ વન્દતો. આજ.